હરિઃ ૐ હર.

# અર્પણ પત્રિકા.

ટુંકપ્રેમ પ્રસ્તાવના.

પૂજ્ય સત્યસાધક ભક્ત શીરોમણી. મહાશય,

## રા. રા. મેતા ભોગીલાલ માણેકલાલ શાહ.

રે. ડભોઈ. હાલ કલોલ-તજવીજદાર.

આપ પરમ પવિત્ર ભક્ત કુલદીપક સર્વજ્ઞ દયાળુ અને સદ્‌ગુણ સાગર સાક્ષરે પોતાની પરંપરાનુસારી પરોપકારી વૃત્તિવડે, અજ્ઞાની જનોના હૃદયમાં રહેલા અજ્ઞાનાંધકારને હઠાવવા સારૂ મ० ન० રચિત સદરહુ જ્ઞાનસદન દીવાકર સ્વરૂપ પુસ્તકને છપાવિ પ્રસિદ્ધ કરી જીજ્ઞાસુઓને જે લાભ આપ્યો છે. તે બદલમાં પરમાત્મા તમને પ્રિય એવી સંતતી અને સંપત્તિ બક્ષીને દિર્ઘાયુષી બનાવો. જેથી જીજ્ઞાસુ જનોને પુનઃ પુનઃ! આવો અલભ્ય લાભ મળે. જય હો. અસ્તુ શ્રીરસ્તુ.

હરિઃ ૐ હર. શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!!

પત્રીકા લેખક—સત્યસાધક, સ. ગુ. ધારણ કરનારને આશિર્વાદરૂપ આન્દોલનો ફેંકનાર.

મહારાજ શંકરલાલ છોટાલાલ યાજ્ઞિક ઉર્ફે ૐકારનાથ-

આર્યવૃત્તિ, મોક્ષમાર્ગિ, વેદ સનાતન બ્રહ્મ ધર્મરક્ષક દૈવમંદિર-

રાજનગર—નિવાસી રાયપુર પખાલીની પોળમાં ધુનાની પોળ અંદર-

સસ્તામાં સસ્તુ કાર્યાલયના અધિપતિ—અમદાવાદ.

श्रद्धा भक्ति ध्यान योगादवेहि ॥ श्रुति ॥

અર્થ—શ્રદ્ધા ભક્તિને ધ્યાન યોગથી પરમાત્માને જાણો

यस्यानुं भवपर्यंता तत्वेबुद्धिः प्रवर्तते ।

तद्दृष्टिगोचराः सर्वेमुच्यन्त सर्वपातकैः ॥

અર્થ—જેની બુદ્ધિ બ્રહ્મતત્વમાં અનુભવ પર્યંત પ્રવર્ત્તે છે, તેની દષ્ટીની મર્યાદામાં આવેલા સર્વ પ્રાણીયો સર્વ પાતકોથી ન્યુન્યાધિક પણ મુક્ત થાય છે.

स्नातंतेनसमस्त तिर्थसलिले सर्वाऽपिदत्तावनिर्
यज्ञानां च सहस्त्रमिष्टमखिला देवाश्च संपूजिताः ।
संसाराच्चसमुध्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ,
यस्य ब्रह्मविचारणे क्षणमपिस्थैर्यंमनः प्रान्पुयात् ॥

અર્થ—જેનું મન બ્રહ્મ વિચારમાં એક ક્ષણ પણ સ્થિરતા પામે છે, તેણે સમગ્ર તિર્થનાં જળમાં સ્નાન કર્યું, સર્વ ભૂમિનું દાન કર્યું, સહસ્ત્ર યજ્ઞો કર્યા, સર્વ દેવોને સારી રીતે પૂજ્યા અને પોતાના પિતૃઓનો સંસારથી સારી રીતે ઉદ્ધાર કર્યો, એમ માનવું. વળી આ બ્રહ્મવેત્તા ત્રણે લોકનો પૂજનિક ગણાય છે.

શ્રી કૃષ્ણ કહે છે હે અર્જુન:?

मनुष्याणांसहस्त्रेषु कश्चिद्यततिसिद्धये ।
यततामपिसिद्धानां कश्चिन्मांवेत्तितत्त्वतः ॥

અર્થ—લાખો મનુષ્યોમાં કોઇ એક મનુષ્યજ પૂર્વ જન્મનાં અનેક પુણ્ય કર્મોને લીધે અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મ જ્ઞાનને માટે પ્રયત્ન કરે છે. અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનારા એવા લાખો સાધકોમાંથી પણ. કોઇ એક સાધકજ શ્રવણ મનન અને નિદિધ્યાસનના પરિપાકથી. મને ( મારા મૂળ. ૐ સ્વરૂપને ) યથાર્થ રીતે જાણે છે.

इति शिवम.

---

ॐ

"द्विवेदी भगवान सुत कवि उमेश्वरात्मज"

"पूज्यपाद महाराज श्रीमन् नटवरलालजी तत्ववेत्ता भणित"

# ॥ ॐकार स्पष्टिकरण ॥

अथ मंगलम्.

श्लोक—ॐ नमः प्रणवार्थाय शुद्धज्ञानैकमूर्त्तये ॥
निर्मलायप्रशान्ताय सच्चिदानंदघनमः ॥१॥
सच्छास्त्राब्धयमृतमिव पीत्वापीत्वा पुनःपुनः ।
दीर्घ संसाररोगस्य हानं कृत्वा सुखीभव ॥२॥

અર્થ—હે મુમુક્ષુ મિત્રો! પૂજ્યપાદ પરમ કૃપાળુ સદ્ગુરૂ મહાત્માએ સત શાસ્ત્રરૂપી સમુદ્રને મથીને કાઢેલા આ ઉપદેશરૂપ અમૃતનું પુનઃ પુન પાન કરીને અર્થાત આ ગ્રંથ વારંવાર વાંચી વિચારી તેનો ઉપયોગ કરીને અનાદિ કાળથી થયેલા જન્મ મર્ણ રૂપી રોગનો આત્યંતિક નાશ કરી પરમ સુખીઆ થાઓ.

વિક્રમાર્ક સંવત્સર પ્રથમના પ્રથમ માસે પ્રતિપદાના દિવસે મહારાજ "श्रीमन् नटवरलालजी" તત્ત્વવેત્તા, श्रुति, स्मृति અને शास्त्र, पुराणोના સારરૂપ સ્વપ્રથિત, "प्रणवदर्शन अथवा ॐकाररुप महा विराटमूर्त्ति"નું અવલોકન કરતા હતા આ વખતે પોતાની પાસે બેઠેલા તેઓના શિષ્ય મુમુક્ષુએ નિચે પ્રમાણે પ્રષ્ણ કર્યો.

મુમુક્ષુ—હે મહારાજ શાસ્ત્રમાં કહ્યું છે કે.

अनित्यानिशरिराणि विभवोनैवशाश्वतः ।
नित्यं सन्निहितोमृत्यु कर्त्तव्यो धर्मसंग्रहः॥१॥

અર્થ—શરિર ક્ષણભંગુર છે. સાંસારિક સુખ કાંઈ નિરંતર

રહેતું નથી અને મૃત્યુ તો સર્વદા પાસેજ રહે છે માટે સુજ્ઞ પુરૂષે ધર્મનો સંગ્રહ કરવો.

**ग्रहितइव केशेषुमृत्युना धर्ममाचरेत् ॥**

મૃત્યુએ માથાના વાળો પકડેલા છે એમ સમજીને ધર્મનું પાલન કરવું. આથી હે ગુરૂ? ધર્મ તે શું અને હવે મારે શું કરવું તે સરળ રીતે સમજાવો. આ સાંભળીને **મહારાજ**—હે મુમુક્ષુ સદ્શાસ્ત્રોની આજ્ઞા પાળવી તેનેજ તારે ધર્મ માનવો. તે ઉપરાંત મોક્ષફળ મેળવવાને સારૂં તું કોઇ જ્ઞાનસ્વરૂપ સંત, કલ્પ ( એ નામનું ઇચ્છિત ફળ આપનારૂં વૃક્ષ )નું સેવન કર, તે શિવાય તને ઘણા કાળનું ગાઢું અજ્ઞાન ટળી, જ્ઞાનરૂપી સુખ શાન્તિ થવાનો સંભવ નથી. માટે તું સંતસમાગમ સારૂં અહર્નિશ ઉદ્યોગી રહે.

**गंगापापं शशीतापं दैन्यं कल्पतरुर्यथा ।**
**पापं तापं च दैन्यं च हरेत्साधु समागमः ॥**

**અર્થ**—જેમ ગંગા પોતામાં સ્નાન કરવાથી શ્રદ્ધાળુ મનુષ્યોનાં પાપને હરે છે ચંદ્રમા શિતલ કિરણોદ્વારા તાપને દૂર કરે છે અને કલ્પ વૃક્ષ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તીદ્વારા દીનજનોની દીનતાને નિવૃત્ત કરે છે, તેમ ઉદાર અંતઃકર્ણવાળા સંતોનો સમાગમ તો પાપ, તાપ અને દીનતા તે ત્રણેનો નાશ કરે છે.

**सत्संगतिः कथय किंन करोति पुंसाम् ॥**

**અર્થ**—સત્સંગતિ પુરૂષોને શું કહિ શકતિ નથી. અર્થાત—સત્સંગતિથી સર્વ સિદ્ધિયો સાધ્ય થઇ જાય છે.

**किमत्रचित्रं यत्संतः परानुग्रहतत्पराः ।**
**नहिस्वदेहशैत्याय जायंते चंदनद्रुमाः ॥**

**અર્થ**—અહિં. સત્પુરૂષો બીજાના કલ્યાણાર્થેજ તત્પર છે તેમ કહેવામાં શું આશ્ચર્ય છે ? કેમકે ચંદનનાં વૃક્ષો પોતાના દેહની શિતલતાને માટે ઉત્પન્ન થતાં નથી. અર્થાત તેો પરનેજ શિતલતા કરવા સારૂ પ્રગટ થયાં છે. વળી હે મુમુક્ષુ સત્સગ શિવાયની એકે વસ્તુ યથાર્થ સમજાતી નથી. શાસ્ત્રકારો કહે છે કે

केवलं शास्त्र मुद्दिश्य नकर्त्तव्योहिनिर्णय ।
युक्तिहिन विचारेतु धर्महानी प्रजायत ॥

અર્થ—કેવળ શાસ્ત્રને ઉદ્દેશીને પણ નિર્ણય કરવો નહિ. કારણ વિના વિચારે તેમ કરવાથી ધર્મની હાનિ થઇ જાય છે. તેને માટેજ સત્સંગતિ કરવાની જરૂર છે. તો હે શિષ્ય, સદ્‌ગુરૂના સુવચનો ઉપર દૃઢ શ્રદ્ધા રાખીને—

महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।
पारंदुःखोदधेर्गन्तु तरयावन्न भिद्यते ॥

અર્થ—દુઃખરૂપ આ સંસાર સમુદ્રનો પાર પામવાને તેં મોટા પુણ્યરૂપ મૂલ્યવડે આ શરિરરૂપી નૌકા વેચાતી લીધી છે, માટે તે ભાંગી ગઇ નથી ત્યાં સુધિમાં તું આ સંસાર સમુદ્રને તરીજા.

श्रद्धयाबुद्धतेबुद्धिः श्रद्धयाशुद्धते मनः ।
श्रद्धयाप्राप्यतेब्रह्म श्रद्धा पाप विनाशीनी ॥

અર્થ—શ્રદ્ધાવડે બુદ્ધિ જાગ્રત થાય છે શ્રદ્ધાવડે મન પવિત્ર થાય છે ને શ્રદ્ધાવડે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે વળી એ શ્રદ્ધા પાપનો વિનાશ કરનારી પણ છે માટે શ્રદ્ધા સહ સદોપદેશનો તું સંગ્રહ કર.

अनंतपारंकिल शब्दशास्त्रं, स्वल्पंतथायुर्बहवश्चविघ्नाः ॥
सारं ततोग्राह्यपपास्यफल्गु, हंसोयथाक्षीरमिवांबुमध्यात् ॥

અર્થ—શાસ્ત્રો ઘણાં છે. આયુષ્ય અલ્પ છે. ને વિઘ્નો બહુ છે તેથી તુચ્છનો ત્યાગ કરી સારનું ગ્રહણ કરવું-જેમ હંસ જળમાંથી દુધ ગ્રહણ કરે છે તેમ તેવીજ રીતે તું મને પ્રિય થયો છે તેથીજ તને સંક્ષેપમાં આ તત્વસાર સમજાવું છું તે સાંભળ.

ॐकारः सर्ववेदानां सारस्तत्व प्रकाशकः ।
तेनचित्त समाधानं मुमुक्षुणां प्रकाश्यते ॥

અર્થ—ૐકાર એ સર્વ વેદના સારરૂપ છે. અને બ્રહ્મતત્વને

( ચો તત્ત્વ ) પ્રકાશ કરનાર છે. તે પ્રણવની ઉપાસનાવડે મુમુક્ષુઓના ચિત્તના સમાધાનને નિરૂપણ કરાય છે.

મહાત્મા શ્રી કૃષ્ણ કહે છે કેઃ—

**अव्यक्तंव्यक्तिमापन्नं मन्यंतेमामबुद्धयः ।**
**परंभावमजानंतोममाव्यय मनुत्तमम् ॥**

**અર્થ**—બુદ્ધિ રહિત મનુષ્યો મારા સર્વના કારણ રૂપને માયારૂપ ઉપાધિવાળા સ્વરૂપને તથા નિરુપાધિક ( માયારહિત ) સ્વરૂપને યથાર્થ રીતે જાણ્યા વિના સર્વના કારણરૂપે રહેલા પરમાત્માને અવતારરૂપે કાર્યભાવ પામેલા માને છે તેઓ તેમનાથી વિમુખ થઇને બીજા દેવોની ભક્તિ કરે છે એટલે મોક્ષ પામતા નથી. **મહારાજ** કહે છે હે મુમુક્ષુ ? તેથીજ તને હું આ તત્વસાર કહું છું તે સાંભળ.

**आसीदेकाक्षरंब्रह्म नित्यमुक्तमविक्रियम ।**
**तत्स्वमाया समावेशाद्बीजमव्याकृतात्मकम् ॥**

**અર્થ**—પ્રથમ નિત્ય મુક્ત અને વિક્રિયાથી રહિત એવા એક તે એકાક્ષર ૐ બ્રહ્મ હતા. તે પોતાની ગતિમાં રહેલી માયામાં સારી રીતે પ્રતિબીંબીત થવાથી અવ્યાકૃતરૂપ ( ઇશ્વરરૂપ ) એક જગતનું બીજ ઉત્પન્ન થયું.

**तस्मादाकाशमुत्पन्नं शब्दतन्मात्ररूपकम् ।**
**स्पर्शात्मकस्ततोवायु स्तेजोरुपात्मकंततः ॥**

**અર્થ**—તે બીજથી જેનો શબ્દ ગુણ છે એવું આકાશ ઉત્પન્ન થયું તે આકાશથી સ્પર્શ ગુણવાળો વાયુ ઉત્પન્ન થયો. અને તે વાયુથી જેનો રૂપ ગુણ છે એવું તેજ ઉત્પન્ન થયું.

**आपोरसात्मिकास्तस्मा त्ताभ्योगंधात्मिकामही ।**
**शब्दैकगुणमाकाशं शब्दस्पर्श गुणोमरुत ॥**

**અર્થ**—તે તેજથી રસરૂપ એવું જળ ઉત્પન્ન થયું. અને તે જળથી ગંધ ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થઇ તેમાં આકાશ એક

શબ્દ ગુણવાળુંજ છે. અને વાયુ શબ્દ તથા સ્પર્શ એવા બે ગુણવાળો છે.

**शब्दस्पर्शरूपगुणै स्त्रिगुणंतेजउच्यते ।**
**शब्दस्पर्शरूपरसगुणै रापश्चतुर्गुणाः ॥**

અર્થ—તેજ એ શબ્દ સ્પર્શ અને રૂપ તે ત્રણ ગુણવાળું કહેવાય છે અને જળના શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો છે.

**शब्दस्पर्शरूपरसगन्धैः पञ्चगुणामही ।**
**तेभ्यः समभवत्सूत्रंलिङ्गं सर्वात्मकमहत् ॥**

અર્થ—પૃથ્વી એ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવા પાંચ ગુણવાળી છે. આકાશાદિ પાંચ કારણરૂપ મહાભૂતો સૂક્ષ્મ ભૂતો કહેવાય છે અને તેના કાર્યરૂપ પંચીકૃત ભૂતો સ્થુલ ભૂતો કહેવાય છે. અર્થાત તેનું કાર્ય તે પંચીકૃત અને કારણરૂપ પાંચ મહાભૂતો તે આ પંચીકૃત કહેવાય છે પંચીકૃતકોને કહેવાય તેને માટે

**श्लोक—द्विधाविधाय चैकैकंचतुर्धाप्रथमंपुनः ।**
**स्वस्वेतरद्वितीयांशैर्योजनातपञ्च पञ्चते ॥**

અર્થ—એક એકના ( પ્રત્યેક ભૂતોના ) બે બે ભાગ કરી પુનઃ પ્રથમના ચાર ભાગે કરી પોત પોતાથી ભીન બીજા અંશો સાથે જોડવાથી તેઓ પાંચ પાંચ થાય છે તેને પંચીકૃત થયું માનવું ઉપરોક્ત તે અપંચીકૃત પંચ મહાભૂતથી સૂત્રાત્મા અને સર્વના લિંગ શરિરરૂપ અથવા જેમને મહત્ કે હિરણ્ય ગર્ભ કહે છે તે ઉત્પન્ન થયા. જેમનાથી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સરજાયલાં છે તે તું આ **प्रणव दर्शन** अथवा **ॐकाररुप महा विराटमूर्त्ति**માં જો.

**पञ्चीकृतानी भूतानि तत्कार्णं च विराड् भवेत् ।**
**स्थूलं शरीरमेतत्स्यादशरिरस्य च आत्मनः ॥**

અર્થ—તે પંચીકૃત જે ભૂતો છે તેઓનું કારણ લધુ વિરાટ સ્વરૂપ છે. તે વિરાટ જ્યોતિરમય નિરાકાર આ સર્વના આત્મારૂપ

ૐનું સ્થુલ શરીર છે. તે વિરાટની ગ્રિવાથી ( ગળાથી ) શંકર (તમગુણ) હૃદયથી વિષ્ણુ ( સત્વ ગુ ) અને નાભીથી બ્રહ્મા (રજગુણ) ઉત્પન્ન થઇને વારંવાર હિરણ્ય ગર્ભમાં રહેલા જગતને પોતાના ગુણોવડે કરીને ઉત્પતિ, સ્થિતિ અને લય કર્યા કરે છે તેથી તેઓને કારણરૂપ અને હિરણ્ય ગર્ભને (બ્રહ્માને) કાર્યરૂપ માન્યા છે.

ॐकार मात्रमखिलं विश्वप्राज्ञादि लक्षणम् ।
वाच्यवाचकता भेदाद्भेदेनानुपलब्धितः ॥

અર્થ—વાચ્ય વાચકતાના અભેદથી અને પૃથકપણા વડે અભાવ હોવાથી વિશ્વ તથા પ્રાજ્ઞાદિ લક્ષણવાળું સમગ્ર જગત ગતિ આશ્રયિત ૐકાર માત્રજ કલ્પવામાં આવ્યું છે. તે હું તને કહીશ.

यदक्षरंवेदविदो वदन्ति विशन्तियद्यतयो वीतरागाः ।
यदिच्छंतोब्रह्मचर्यं चरंतितत्तेपदं संग्रहेणप्रवक्ष्ये ॥

અર્થ—ૐ એ પરમાત્માનું નામ છે. જો કે ઉપરના શ્લોકથી શ્રી કૃષ્ણ અર્જુન પ્રત્યે કહે છે કે-વેદને જાણનારા જે ૐકાર નામવાળા અવિનાશી બ્રહ્મનું પ્રતિપાદન કરે છે તથા સર્વ વિષય સુખોની ઇચ્છા રહિત સન્યાસીઓ જે એ અવિનાશી બ્રહ્મને ( પોતે ગતિ સ્વરૂપ છું એવું સમજી ) આત્મારૂપે અનુભવે છે અને જે તે ૐકાર બ્રહ્મને જાણવા ઇચ્છનારા બ્રહ્મચારીયો બ્રહ્મચર્ય પૂર્વક ગ્નાનનાં શ્રવણ મનનાદિ સાધનો કરે છે તે બ્રહ્મ હું તને સંશય ન રહે તેમ સંક્ષેપમાં કહું છું.

ओमित्येकाक्षरंब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यःप्रयातित्यजन्देहं सयाति परमांगतिम् ॥

અર્થ—ૐ એવા બ્રહ્મના ( બીજના ) વાચક એક અક્ષરને જપતો તથા તેના અર્થરૂપ મારા મૂળ સ્વરૂપનું સ્મરણ કરતો મરણ કાળમાં જે મનુષ્ય દેહને ત્યજીને જાય છે. તે દેવયાન માર્ગદ્વારા ઉત્તરોત્તર ઉત્તમ પદોના દીવ્ય ભોગોને એક અણું માત્રમાં ભોગવીને અંતે જ્યોતિરૂપ ૐ પરમાત્માની પાસે રહેલી અદ્વૈત, અવિક્રિય, નિર્મળ, મોક્ષરૂપ અને દિવ્ય એવી મા-

યાથી રહિત તેમની પરમગતિને પામે છે અર્થાત પાણીમાં પાણી ભળી જાય તેમ તેમાં ( રસરૂપ પરમગતિમાં ) તે ભળી જાય છે. અન્ય, ભુર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય આદિ લોકોમાં ગયેલા આત્મા **क्षीणे पुण्येमर्त्ये लोकेविसंति ॥** ગીતાના એ વાક્ય પ્રમાણે પુણ્ય પરવારવાથી તેઓ પાછા પડી જાય છે. દ્રષ્ટાંતમાં વૈકુંઠને પામેલા જય વિજય નામના પોળીયા ( દ્વારપાળો ) સનકાદિકના શ્રાપથી પૃથ્વી ઉપર પાછા પડ્યા હતા પણ ઉપર કહેલ પરમ ગતિને પામીને પાછુ આવવું રહે-તુંજ નથી તેને માટે મ્હાત્માશ્રી કૃષ્ણ કહે છે કે—

**मामुपेत्यपुनर्जन्म दुःखालयम शाश्वतम् ।**
**नाप्नुवंतिमहात्मानः संसिद्धिं परमांगता ॥**

**અર્થ**—બ્રહ્મ લોકોના અતિ દિવ્ય ભોગોને ભોગવી અંતમાં આત્મ જ્ઞાન પામવાથી મારી પરમ ગતિરૂપ પરમ શ્રેષ્ઠ કૈવલ્ય ધામને પામેલા મહાત્માઓ પુનઃ ગર્ભવાસાદિ અનેક દુઃખનાં ઘર રૂપ અને અનિત્ય એવા જન્મને કદી પણ પામતા નથી.

મહારાજ—**હે મુમુક્ષુ !**

**सर्वे वेदायत्पद मामनन्ति तपांसि सर्वाणिच यद्वदन्ति ।**
**यदिच्छंतोब्रह्मचर्यं चरंति तत्तेपदसङ्ग्रहेणब्रवीम्योमित्येतत् ॥**

**અર્થ**—સર્વ વેદો જે પદને પ્રાધાન્યરૂપે પ્રતિપાદન કરે છે અને જેને સર્વે તપો પોતાના શ્રમના પરમ ફલરૂપે કહે છે જેને ઇચ્છનારા શ્રી સદ્‌ગુરૂની સેવારૂપ બ્રહ્મચર્યને આચરે છે તે પદ હું તને સંક્ષેપમાં કહું છું, તે પદ ૐ છે, અથવા ૐનું છે.

પૂર્વોક્ત હેતુથીજ શ્રીગૌડપાદાચાર્ય પ્રણવને સર્વના આદિ મધ્યને અંતરૂપ કહે છે.

**सर्वस्य प्रणवोह्यादिर्मध्य मन्तस्तथैव च ॥**

**અર્થ**—પ્રણુવ સર્વના આદિ મધ્ય અને અંતરૂપ છે. અન્યત્ર પણ એ પ્રણુવને સર્વરૂપ આદિ કહેલ છે.

अतःसर्वात्मकस्तारः साक्षात्सर्वेश्वरः स्वयम् ।
सर्वव्यापिन मोङ्कारमत्वाधीरो न शोचति ॥

**અર્થ**—આથી સર્વરૂપ પ્રણવ પોતે સાક્ષાત સર્વેશ્વર છે. અતીવડે સર્વ વ્યાપિક એવા ૐકારને જાણીને ધીર પુરૂષ શોક કરતો નથી.

ૐનો અર્થ કોઈ કોઈ સ્થળે અંગીકાર ( હા ) એવો પણ થાય છે. અંગીકાર પ્રિય અને સારભૂત હોય તેનોજ થાય છે. અપ્રિય અને અસાર ભૂતનો થતો નથી. તેના અર્થમાં પણ સર્વથી પ્રિય અને સારભૂત તે ૐ સ્વરૂપજ છે. એવું સ્પષ્ટ દેખાય છે એ નામના મહાત્મ્યથી યજ્ઞ યાગાદિ ક્રિયાઓ ન્યુનપણે થઇ હોય તો પણ સંમ્પૂર્ણપણાને પામે છે. શ્રી કૃષ્ણ કહે છે કેઃ—

ૐतत्सदितिनिर्देशो ब्रह्मणास्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताःपुराः

**અર્થ**—ૐ **તત્ સત્** એવી રીતનું ત્રણ અવયવવાળું બ્રહ્મનુ નામ વેદાંત જાણનારા પુરૂષોએ સ્મરણ કરેલું એટલે કહેલું છે. એ નામવડે સૃષ્ટીના આદિ કાલમાં પ્રજાપતિએ બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો ઉત્પન્ન કર્યા છે.

तस्मादोमित्युदाहृत्य, यज्ञदान तपः क्रियाः
प्रवर्तते विधानोक्ता सततं ब्रह्मवादिनाम् ॥

**અર્થ**—ૐ એ શબ્દ પરમાત્માનું પતિતને પણ પાવન કરનાર પરમ નામ છે. તેટલા માટે ૐ એવી રીતના શબ્દનું ઉચ્ચારણ કરીને વેદને જાણનારાઓની જે કરવાની શાસ્ત્રે આજ્ઞા કરેલી છે એવી યજ્ઞ, દાન અને તપરૂપ ક્રિયાઓ નિરંતર પ્રવર્તે છે. તે ૐકારના ઉચ્ચારણના માહાત્મ્યથી તે ભેદને જાણનારાઓની યજ્ઞાદિરૂપ ક્રિયાઓ ન્યુનપણાના દોષથી રહિત થઇને સમાપ્ત થાય છે. જેને ઋષીયો પણ જાણતા નથી અર્થાત પુરેપુર તેનું વર્ણન કરી શકતા નથી એવા તે ૐ પરમાત્મા કેવા છે કે જેને માટે મ્હાત્માં શ્રી ભીષ્મજી પણ કહે છે કે—

**ऋतमेकाक्षरं ब्रह्मयत्तत्सदमतः परम् ।**
**अनादि मध्य पर्यंतं न देवानर्षयोविदुः ॥**

**અર્થ**—સત્ય એકાક્ષર મૂર્તી ( ૐકારરૂપ ) બ્રહ્મરૂપ, કાર્ય તથા કારણથી પર અને આદી મધ્યને અંતથી રહીત એવા દેવ ને દેવતાઓ અને રૂષીયો પણ જાણતા નથી.

**परमंयो ॐमहत्तेजः परमंयो ॐमहत्तपः ।**
**परमंयो ॐमहद्ब्रह्म परमं यः परायणम् ॥**

**અર્થ**—જે ૐ પરમાત્મા મોટામાં મોટા તેજસ્વી જે ૐ મોટામાં મોટા તપરૂપ જે ૐ મોટામાં મોટા તત્વરૂપ અને જેમનું પ્રાપ્ત કરવા યોગ્ય પરમ ધામ છે. માટે હે શિષ્ય સમજીને તું તેનું સ્મરણ કર, તે પછી ઇચ્છા હોય તો બીજાઓને નમસ્કાર કરવામાં પણ ૐને તો આગળજ કરવાઃ અનુસ્મૃતિમાં શ્રી ભગવાને પણ નારદને કહ્યું છે કેઃ—

**ॐकारमग्रतः कृत्वा मांनमस्कुरु नारद ॥**

**અર્થ**—હે નારદ! ૐકારને આગળ કરીને પછી મને નમસ્કારકર કારણ તેમના નામ શિવાય હું તને પ્રસન્ન થવાનો નથી ઇત્યાદિ ઘણાં પ્રમાણ છે.

**માંડુક્યોપનિષદમાં, अ, उ, म ને अमात्र** એવી પ્રણવની ચાર માત્રાઓ કહી છે તેમાં **अ, उ** ને **अमात्र**, તે ત્રણ સોપાધક ( માયાથી લેપન ) છે ને ચોથી **म** માત્રા નિરોપાધક ( માયા રહિત ) છે. તેજ નિરોપાધક માત્રાની ઉપાસના કરીને સ્વ સ્વરૂપનો બ્રહ્મથી ભેદ સિદ્ધ કરવાનો છે એવો દૃઢ નિશ્ચય પુનઃ પુનઃ કરવારૂપ નિર્ગુણ ઉપાસના કરી તે દ્વારા જ્ઞાન સંપાદન કરી મોક્ષ મેળવવાનો છે. એમ જાણવુ, અર્ધ અર્ધ **अ, उ, म** અને **अमात्र** મળવાથી આખો અક્ષર ૐ થયો છે તે શબ્દની જોડણી નિચે પ્રમાણે છે.

આ અર્ધ અક્ષર. **म** ઉ મકાર ૦
" **उ** ૦ અમાત્ર ˘
" **म** ૦ અકાર ઝ ૭
આ માથુ બાંધવાની અમાત્ર. – ˘

ચારે માત્રાઓ મળેથી થયેલો આખો ઓમ **ॐ**

{ જુઓ વ્યાકરણ } અર્ધા મકારને બદલે અનુસ્વાર એ-ટલે પુરણ ( મીંડુ ) મુકી શકાય છે. જેમ **त्वम् शरणम्**ને બ-દલે **त्वं शरणं** બીજું **सत्यम् परम्**ને બદલે **सत्यं परं** થઇ શકે છે. આથી **अ** ની સાથે **उ**નું અનુંસંધાન (ॐ) કરીને ઉપર મીંડુ મુકવાથી (ॐ) **अ उ**, ને **म** તે ત્રણ શબ્દો સિદ્ધ થયા. તે માટે મકારના મીંડા તળે અને **अ** ઉની સંધી ઉપર અર્ધ માત્ર ( **अमात्र** ) ˘ (ॐ) મૂકવાથી **ॐकार**ની ચારે માત્રાઓ મ-ળીને કાંઇ પણ ચિન્હ બાકી ન રહ્યું અને **अ उ म** અને **अमात्र**થી થતો ॐ શબ્દ સિદ્ધ થયો છે. તે ॐમાં પુરણ પર-મેશ્વરના ચિન્હરૂપ પુરણ ( મીંડુ ) તે **मकार** અને તેમની છાયા સ્વરૂપ કે જે પ્રકૃતિ પુરૂપ **અથવા** પરબ્રહ્મ કે બ્રહ્મ કહેવાય છે તે માયાના મહા કારણ સ્વરૂપ એટલે તેની શીમા {હદ્દ=આડ} સ્વરૂપ છે તે **अमात्र** તે અમાત્રના ત્રણ સ્થુલ ગુણરૂપે પ્રગટ થયેલો માન્યો તે લઘુ વિરાટના સ્વરૂપનો **अकार** અને તે અકા-રના ત્રણ ગુણોથી ઉપજાવેલા કાર્યરૂપ હિરણ્ય ગર્ભનું સ્વરૂપ તે **उकार** એમ ઉર્ધ્વથી ઉતરતા ક્રમે **मकार**, **अमात्र**, **अकार** અને **उकार** અર્ધ અર્ધ મળીને આખો ॐ શબ્દ કલ્પાયેલો છે. આ સ્થળે ॐ એ પરમાત્માનું નામ છે. તે નામનો ઉચ્ચાર કરતાં નાભીથી **अ** હૃદયથી **उ** ગળેથી **अमात्र** અને મૂર્ન્ધિથી **म**નો ઉઠાવ થાય છે. તેથીજ તે શબ્દ બ્રહ્મને મહાવિરાટ સ્વરૂપ કલ્પવામાં આવ્યો છે. આગળ કહી ગયા છીએ તે પ્રથમ ઉપ-જેલા અવ્યાકૃત સ્વરૂપે ॐનેજ જોયા કે જે ॐ પરમ જ્યોતિ સ્વરૂપે સ્થિત થયેલા હતા, જેમની ચારે તરફ પ્રકાશ કરતી જ્ઞાન ગુણમય ચૈતન્ય ગતિ આખા બ્રહ્માન્ડમાં વ્યાપી રહી હતી તે

ગતિના એક દેવમાંજ માયા વિષે પોતે બીજ ઉત્પન્ન થયા હતા તેઓએ કુદરતાની કૃપાવડે જાણ્યું કે—

**वाग्वा ॐकारः सर्ववाग्वाच्यं वस्तुप्रणवात्मकं च ।**
**यथाशङ्कुना सर्वाणिपर्णानि सन्तृणान्येवमोङ्कारेण सर्ववाक् सन्तृणा ॥ ॐकार एवेदंसर्वम् ॥ ॐकार मात्रं सचराचरजगत् ॥ ॐमित्येतदक्षरमिदं सर्वम् ॥**

**અર્થ**—વાણીજ ૐકાર છે અને વાણી વડે વાચ્ય સર્વ વસ્તુ પ્રણવસ્વરૂપમાંજ છે જેમ ટીંટવડે સર્વ પાનડાંઓ વ્યાપ્તછે, તેમ ૐકાર વડે સર્વ વાણી વ્યાપ્ત છે. ૐકારજ આ સર્વ છે. સ્થાવર જંગમ જગત્ ૐકાર માત્ર છે, ૐ આ અક્ષર આ સર્વછે,

એ રીતે ૐ નામ વાળા મૂર્તિને શિખા કલ્પીને બાકીની તેમની સર્વ વ્યાપિક ગતિને એક વિરાટનો નિરાકાર દેહ કલ્પીત કર્યો, તે વિરાટમાં સ્થૂલ માયાના—કારણરૂપ ત્રણ ગુણવાળો બીજો લઘુ વિરાટ કલ્પ્યો. કે જે વિરાટના કંઠે શિવ—હૃદયે વિષ્ણુ—અને નાભીએ બ્રહ્મા કલ્પ્યા છે. તે લઘુ વિરાટના કાર્ય રૂપ સુત્રાત્માથી થએલા પાંચ ભૂતના પંડ તેઓને પણ પંડ વિરાટ કલ્પ્યા. તે પંડ વિરાટમાં પ્રત્યક્ષ રીતે. **अ उ** ને **म** જેમ અનુક્રમે આદ્ય ( નાભી ) મધ્ય ( હૃદય ) અને અંત ( મૂર્ન્ધિ ) થકી ઉત્પન્ન થાય છે તેમ ગતિ રૂપ મહાવિરાટમાં પણ—અવયવ કલપી તે શબ્દોને તે પ્રમાણે આદ્ય—મધ્ય અને અંતમાં મૂકયા તેની રચના ૐ શબ્દ જોવાથીજ જણાય છે. આ મહા વિરાટ શબ્દ બ્રહ્મમાં કલ્પાયુંછે. ( સ્વરૂપ બ્રહ્મમાં નહિ ) જેથી સ્વરૂપ બ્રહ્મ પણ ૐ અને શબ્દ બ્રહ્મ (મહાવિરાટ) પણ ૐ એવા ૐના બે પ્રકાર થયા. આથીજ એ પ્રણવ પરબ્રહ્મ તથા અપરબ્રહ્મરૂપ છે. શ્રી પ્રશ્નોપનિષદમાં સત્ય કામ પ્રતિ પિપ્પલાદ મુનિએ પણ પ્રણવને—માયાના બીજથી પર જાણીને પરબ્રહ્મરૂપે અને વિરાટમય વ્યાપિક જાણી અપરબ્રહ્મરૂપે વર્ણવેલ છે.

**एतद्वैसत्य काम परंचापरंच ब्रह्मयदोङ्कारः ।**
**स्तस्माद्विद्वानेतेनैवाय तनेनैक तरमन्वेति ॥ .**

**અર્થ**—પિપ્પલાદ કહેછે હે સત્ય કામ આ પરબ્રહ્મ તથા અપરબ્રહ્મરૂપ ૐ કારછે તેથી વિદ્વાન એ ૐકાર રૂપનોજ આ-શ્રય કરીને પોતે પોતાના જ્ઞાન પ્રમાણે નિર્ગુણ બ્રહ્મ તથા સગુણ બ્રહ્મ એ બેમાંના એકને પ્રાપ્ત થાય છે (નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત થવું એટલે મોક્ષ અને સગુણ બ્રહ્મને પ્રાપ્ત થવું તે એક ઉત્તમ પ્રકારનો લોક જાણવો.

**एतद्ध्येवा क्षरं ब्रह्मएतद्ध्येवाक्षरंपरम् ।**
**एतद्ध्येवाक्षरं ज्ञात्वायोयदिच्छाति तस्यतत् ।कठवल्लि।**

**અર્થ**—આ ૐ સ્વયં પ્રકાશમાન અક્ષરજ (અપર) બ્રહ્મ છે, અને આ પ્રસિદ્ધ અક્ષરજ (ૐ) પરબ્રહ્મ વા પરમબ્રહ્મ છે. તેને જાણીને પુરૂષ પોત પોતાના જ્ઞાન પ્રમાણે (બેમાંથી) જે જેને ઇચ્છે છે તે તેને પામે છે. એમ કહેછે.

**प्रणवोधनुः शरोह्यात्माब्रह्मत लक्ष्यमुच्यते ॥मुंडकोपनिषत् ॥**

**અર્થ**—પ્રણવ (ૐકાર) શબ્દ, ધનુષ્ય છે. અને આત્મા બાણ છે તથા બ્રહ્મ વા પરબ્રહ્મ તે લક્ષ્ય (નિશાન) છે.

મ્હાત્મા=હે મુમુક્ષુ ? આમાયા કાર્ય મહા કારણરૂપ એટલે સ્થૂલ માયાથી પરજે પ્રકૃતિ પુરૂષ તેઓએ આત્યંતિક પ્રલયમાંથી જાગ્રદ્ થઇને **एकोऽहंबहुस्यां**—

**અર્થ**—હું એકરૂપે છું તે અનેક રૂપે થાઉં એવી ઇચ્છા કરીને પ્રકૃતિની ક્રિયાવડે નાભીથી બ્રહ્માને ઉત્પન્ન કર્યા ઉત્પન્ન થતાંજ બ્રહ્માને સંશય થયો કે અરે ! આ મને ઉત્પન્ન કરનાર કોણ છે. તે વખતે પ્રકૃતિ પુરૂષ (વેદનારાયણ) બોલ્યા કે **अहंब्रह्मास्मिः** (હું બ્રહ્મ છું.) ત્યારે બ્રહ્માએ વિચાર કર્યો હું કોણ હોઇશ. અં-તરયામી માયા શબલ બ્રહ્મ બોલ્યા. **तत्वमसिः** (**ततत्वम असिः** તે તું છે.) (**सर्वंखल्विदंब्रह्मः**) આ સર્વ જગત નિશ્ચય બ્રહ્મ છે) બ્રહ્માએ વિચાર્યુ જ્યારે આ સર્વ અને આપણે એક છીએ તો તેમાં રૂપ (આકૃતિ) ભેદ પામેલ શું બ્રહ્મ છે. વેદનારાણ બોલ્યા. **अयमात्माब्रह्मः** (ચૈતન્ય છે તે)= આ આત્મા બ્રહ્મછે. ત્યારે બ્રહ્માએ ધાર્યું હે મહારાજ માયા સ્થૂલ બ્રહ્મમાં રહેલા આ-

પણે આત્મા સૂક્ષ્મ બ્રહ્મ છીએ તેતો ખરા પણ માયાના દેહ રહિત કૈવલ્ય બ્રહ્મ કોઇ હશે કે કેમ ? આ સાંભળી પ્રકૃતિ પુરૂષે ઉર્ધ્વ દૃષ્ટી કરી દેખાડયું કેહા. **चेताकेवलांनिर्गुणश्च:** ( ચેતનરૂપ કેવલ નિર્ગુણ બ્રહ્મછે) તે ઉર્ધ્વ ભાગે જો. બ્રહ્માએ ઉર્ધ્વ ભાગે જોયું તો. તેજોમય બીંબ સૂક્ષ્મથી સૂક્ષ્મ અને સ્થૂલથી પણ સ્થૂલ પરિણામ પામેલા બીજરૂપ ૐ નામવાળા અવિનાશી બ્રહ્મને જોયા કે જેમના જ્ઞાનમય ચૈતન્ય ગતિરૂપ તેજના અંશથી સર્વેકો ઉદય પામ્યા છે.

મ્હાત્મા શ્રીકૃષ્ણએ પણ તે વિષે અર્જુનને કહ્યું છે કે.

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जित मेववा ।**
**तत्तदेवावगच्छत्वं ममतेजोंश संभवम् ॥**

**અર્થ**—જે જે પ્રાણી ઐશ્વર્યવાળું. લક્ષ્મીવાળું. શોભાવાળું. તેજવાળું કે બળવાળું હોય તેને પણ તું મારા ( મૂળસ્વરૂપના ) તેજના અંશથી ઉત્પન્નથએલું જાણ. બ્રહ્મા એવા કૈવલ્ય અને પરમ બ્રહ્મ ૐ પરમાત્માને જ્ઞાન દૃષ્ટિએ જોતાજ આશ્ચર્ય પામ્યા. અને બોલ્યા કે હે મહારાજ ! એ બ્રહ્મનું કાંઇક વર્ણન કરો. આ સાંભળી વે. ના. બોલ્યા.

**सपरमात्मासविज्ञेयः ॥श्रुति॥** અર્થઃ–તે પરમાત્મા તે જાણવા યોગ્ય છે.

**एकमेवाद्वितियंब्रह्मः ॥श्रुति॥** સ્વસ્વરૂપે તે કોઇમાં અને તેમાં કોઇ લેપન થવાનુ નહિ એવા તે એક-અદ્વિતિય બ્રહ્મ છે.

**सत्यंज्ञानमनन्तंब्रह्मः ॥श्रुति॥** સત્ય જ્ઞાન અને અનંતરૂપબ્રહ્મછે.

**यः सर्वज्ञः सर्ववितः ॥श्रुति॥** જે સર્વજ્ઞ ( સર્વને સામાન્યપણે જાણનાર) અને સર્વવિત (સર્વને વિશેષપણે જાણનાર ) છે.

**नेहनानाऽस्तिकिञ्चनः॥श्रुति॥** પરમાત્મામાં કાંઇ નાનાપણુંનથી.

**विज्ञानमानंदंब्रह्मः॥श्रुति॥** તે બ્રહ્મ-પોતેજ જ્ઞાન અને પોતેજ આનંદ સ્વરૂપ છે.

अनाशिनोऽप्रमेयस्यः ॥श्रुति॥ એ-અવિનાશી અને પ્રમાણુથી અગમ્ય છે.

एषसर्वेश्वरएषसर्वज्ञएषोऽन्तर्याम्येषयोनिः सर्वस्यः श्रुति॥

**અર્થ:**—એ સર્વેશ્વર છે. એ સર્વજ્ઞ છે. એ અંતરયામી છે અને એ સર્વના કારણુ ( મૂળ ) રૂપ છે.

सचक्षुरचक्षुरिवसकर्णोऽकर्णइवसमना
अमनाइव सप्राणोऽप्राणइव ॥ श्रुति ॥

**અર્થ**—તે સર્વને જાણુનારો ( વિદ્વાન ) ચક્ષુવાળા જેવો છતાં અચક્ષુવાળા જેવો કાનવાળો છતાં કાન વિનાના જેવો મનવાળો છતાં અમનવાળા જેવો અને પ્રાણુવાળો છતાં પ્રાણુ વિનાના જેવો છે. અર્થાત્ જ્યોતિરમય બીંબાકાર એટલે નિરાકાર મૂર્ત્તિ છે. અને તે સર્વ જ્ઞાનથી પરિપૂર્ણ છે.

श्रद्धाभक्तिध्यानयोगादवेहः॥श्रुति॥ બ્રહ્મ કહે છે કે હે બ્રહ્મ શ્રદ્ધા ભક્તિ અને જ્ઞાનના ધ્યાન થકી તે પરમાત્માને જાણે.

श्रद्धावाँल्लभतेज्ञानंः ॥श्रुति॥ તે જ્ઞાન શ્રદ્ધાવડેજ પ્રાપ્ત થાય છે.

ऋतेज्ञानान्नमुक्तिः ॥श्रुति॥ તે બ્રહ્મના જ્ઞાન વિના મુક્તિ નથી.

तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत् समित्पाणिः
श्रोत्रियंब्रह्मनिष्ठम् ॥ श्रुति ॥

**અર્થ:**—તે બ્રહ્મના વિજ્ઞાન માટે સંસારનું અનિત્ય સ્વરૂપ જાણીને તેથી ઉદાસ થયેલો મુમુક્ષુ-સમિત્પાણી થઇને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એવા સદ્ગુરૂની સમીપ જાય.

ब्रह्मविद्ब्रह्मैवभवतिः ॥श्रुति॥ બ્રહ્મવેત્તા બ્રહ્મ થાય છે.

तरतिशोकमात्मवित् ॥श्रुति॥ ( તે ) આત્માને જાણુનારો પુરૂષ શોકને તરે છે.

आनन्दं ब्रह्मणो विद्वान् नबिभेतिकुतश्चन ॥ श्रुति ॥

**અર્થ:**—બ્રહ્મના આનંદને જાણુનાર કોઇથી પણ ભય પામતોનથી.

ज्ञात्वादेवंमुच्यतेसर्वपाशैः ॥श्रुति॥ પુરૂષ પરમાત્માને જાણીને સર્વ બંધનોમાંથી છુટે છે.

आचार्यवान् पुरुषोवेदः ॥श्रुति॥ આચાર્યવાન બ્રહ્મનિષ્ઠ એવા શ્રી સદ્‌ગુરૂના શરણને પામેલો પુરૂષ બ્રહ્મને જાણે છે.

पराचःकामाननुयन्ति बालास्तेमृत्योर्यन्ति विततस्यपाशम् ।
अथधीरा अमृतत्वंविदित्वा ध्रुवमध्रुवेष्विहन प्रार्थयन्ते ॥

અર્થ:—અલ્પ બુદ્ધિવાળા બહારના વિષયો ભણી જાય છે તેઓ સર્વ ભણીથી વ્યાપી મૃત્યુના પાસને પામે છે. વિવેકીઓ અચળ અમૃતપણાને જાણીને અહિં અનિત્ય વિષયોની ઇચ્છા કરતા નથી.

ब्रह्मांड मंडली मात्रं किं लोभाय मनस्विनः ।
शफरीस्फुरितेनाब्धेः क्षुब्धता जातु जायते ॥

અર્થ—ચૌદ ભુવનનું નાનકડું કુંડાળું શું તત્વ વેત્તાના ચિત્તને ક્ષોભ પમાડી શકે? નજ પમાડી શકે. શું નાની માછલીના કૂદવાથી મહાસાગરમાં કદી પણ ક્ષોભ થાય? નજ થાય.

नखिद्यतेनो विषयैः प्रमोदते नसज्जतेनापि विरज्यते च ।
स्वस्मिन्सदा क्रीडतिनंदति स्वयंनिरंतरानंदरसेनतृप्तः ॥

અર્થ:—એ બ્રહ્મના જ્ઞાનરૂપ:) અખંડ આનંદ રસથી તૃપ્ત થયેલો પુરૂષ ખેદ પામતો નથી. વિષયોવડે રાજી થતો નથી. પ્રવૃત્ત થતો નથી અને નિવૃત પણ થતો નથી પરંતુ પોતે પોતામાં સર્વદા ક્રીડા કરે છે અને આનંદ પામે છે. વળી.

सम्पूर्णं जगदेवनंदनवनं सर्वेऽपिकल्पद्रुमा ।
गांगंवारिसमस्त वारिनिवहाः पुण्याःसमस्ताःक्रियाः ॥
वाचःप्राकृत संस्कृताः श्रुतिशिरोवाराणसी मेदिनी ।
सर्वावस्थितिरस्यवस्तु विषयादृष्टेपरे ब्रह्मणि ॥

અર્થ:—પરબ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી જ્ઞાતા પુરૂષની વૃત્તિની સર્વ સ્થિતિ બ્રહ્મને વિષય કરનારી થાય છે તેથી ચિત્ત વૃત્તિને સમ્પૂર્ણ

જમત ઇંદ્રના નંદનવનરૂપ સર્વે વૃક્ષો કલ્પવૃક્ષ સમાન, સમસ્ત જલ પ્રવાહો ગંગાજલ જેવા. સમસ્ત ક્રિયાઓ પુણ્યરૂપ પ્રાકૃત અને સંસ્કૃત સર્વ વાણી ઉપનિષદ્‌રૂપ ને પૃથ્વી કાશીરૂપ દેખાય છે. એવા એ બ્રહ્મના જ્ઞાનરૂપી આનંદનું અહીં વધારે હું શું વર્ણન કરૂં. મહાત્મા શ્રીમન્ નટવરલાલજી કહે છે હે મુમુક્ષુ !

વેદ નારાયણ બ્રહ્માને બોધ કરે છે.

**अकारमात्रं विश्वस्यादुकार स्तैजसः स्मृतः ।**
**प्राज्ञोमकार इत्येवं परिपश्येत्क्रमेणतु ॥**

**અર્થ**—ૐકારની ચાર માત્રાઓ છે. તેમાં અકાર માત્રા તે વિશ્વ છે. ઉકારને તૈજસ કહેલો છે અને મકાર તે પ્રાજ્ઞ છે. અમાત્ર તે પ્રાજ્ઞ અને વિશ્વની મધ્ય છે. તાત્પર્ય ૐની અ–ઉ–મ–ને અમાત્ર એવી ચાર માત્રાઓ છે તે પરમાત્મ સ્વરૂપનો, જીવ સ્વરૂપનો અને જગતના સ્વરૂપનો આશ્ચર્યકારક ઉપદેશ કરે છે. **अ** થી (બીજના) વિશ્વ સ્વરૂપનું–વિરાટ સ્વરૂપનું ને જગતની સૂક્ષ્મ સ્થીતિનું સૂચન થાય છે. **उ** થી ઇશ્વિરના તૈજસ સ્વરૂપનું, હિરણ્ય ગર્ભનું, અને જગતની સ્થુલ સ્થિતિનું સૂચન થાય છે. **म** થી પરમેશ્વર અંતર્યામી સ્વરૂપનું અને જીવના પ્રાજ્ઞ સ્વરૂપનું સૂચન થાય છે અને **अमात्र** થી જગતની ચોથી સ્થિતિ જીવનું ચતુર્થ એટલે કુટસ્થ બ્રહ્મ પ્રકૃતિ પુરૂષ જગતના અધિષ્ઠાન સ્વરૂપનું બોધન કરાય છે. એમ આ ૐ બ્રહ્મ શબ્દ બ્રહ્મ અને સ્વરૂપ બ્રહ્મ જાણવાની જરૂર છે. તેથી તારા કલ્યાણને અર્થે હું તને આ શબ્દ બ્રહ્મનું ગૌરવ સમજાવું છું તેની યથાર્થ રચના તું આ **ૐकाररुप महा विराटमूर्त्ति**માં જો.

ઉપરોક્ત શ્રુતિયોથી **मकार** ચિન્હ ( બીંદુ )માં કલ્પેલા પરમાત્માનું વર્ણન થયું છે તેને તું યથાર્થ માનજે. આત્મા છ પ્રકારના હોય છે. ૧ જડાત્મા ( જડદશાને પામેલા ઝાડપહાડ ) ૨ જીવાત્મા ( જીવ દશાને પામેલા પશુ પક્ષીયો તથા અજ્ઞાનીયો ) ૩ આત્મા ( ઇશ્વરી જ્ઞાનરૂપી આત્મદશાને પામેલા ) ૪ અંશાત્મા (મહાત્મા) ૫ પરાત્મા ( સ્થુલ માયાથી પર તે ) અને પરમાત્મા ( સૌથી શ્રેષ્ટ અવસ્થામી આત્મા ૐ ) તે આત્માઓ પૈકીમાં ૐ સ્વરૂપને તું પરમ–આત્મા=પરમાત્મા જાણુ સમગ્ર બ્રહ્માન્ડમાં સ્વસત્તાથી વ્યા-

પીને રહેલા કે જેમની સત્તા શિવાયનો અણુ માત્ર ઠામ ખાલી નથી. તથા પુરણ સ્વરૂપના છે તેથી તેઓ પુરણ બ્રહ્મ કહેવાય છે જેમનું સ્થાન સર્વથી ઉત્તમ એટલે વિકાર રહિત છે. તેથી તે સર્વોત્તમ અને સમ્પૂર્ણ આનંદવાળા તેથી સર્વાનંદ કે પૂર્ણાનંદ કહેવાય છે. જગતના વાશીગો તે જીવ અને સ્વર્ગના વાશીઓ તે ઇશ. તે ઇશથી ઉત્તમ શિવ-વિષ્ણુ અને બ્રહ્મા આદે ઇશિવર અને તે ઇશ્વરોનો અધિષ્ઠાતા અર્થાત સમગ્ર વિશ્વનો અધિપતિ એ વિશ્વેશ્વર અને આ પ્રભુ તેમના પણ ઇશ્વર તેથી પરમેશ્વર કે સર્વેશ્વર કહેવાય છે. મહાત્મા કહે છે હે મુમુક્ષુ વિશ્વ તે બ્રહ્મ બીજ તે પરબ્રહ્મ અને પરમાત્મા તે પરમબ્રહ્મ કહેવાય છે. બીજી રીતે માયા તે બ્રહ્મ જીવ તે પરબ્રહ્મ અને શિવ વા ઇશ્વર તે પરમબ્રહ્મ કહેવાય છે. ત્રીજી રીતે જીવ માયા અપરબ્રહ્મ અને ઇશ્વર તે પરબ્રહ્મ જાણવા વા મૂળબ્રહ્મ જાણવા જેગનો માયાના જેવો અવયવાકાર નથી તેથી તે નિરાકાર કહેવાય છે. જેમને માયા બાધ કરી શકતી નથી તેથી તે નિરબાધ નિર્લેપ, નિર્મળ, ન્યારા અને નિશ્ચલ બ્રહ્મ કહેવાય છે. વળી તે અછેદ અને અભેદ છે. જેમાં સત્વ, રજ અને તમ આદે માયીક ગુણો નથી તેથી તેઓ નિર્ગુણ કે ગુણાતીત કહેવાય છે. અવસ્થાઓ ચાર છે. ૧ સુષુપ્તિ ૨ સ્વપ્ન ૩ જાગ્રદ ૪ અને તુરિયા તેમાંની સુષુપ્તિ અવસ્થા ઉકારમાં આવેલાં મનુષ્ય લોકમાં સ્વપ્ન અવસ્થા સ્વર્ગ લોકમાં જાગ્રદ અવસ્થા અકારમાં આવેલા ઇશ્વર લોકમાં અને તુરીયા અવસ્થા તે વિશ્વથી પર પ્રકૃતિ પુરૂષમાં જાણવી આ ૐ પરમાત્મા તો તેથી પણ અતીત ( જુદા ) છે તેટલાજ માટે તુ તેમને તુરીયાતીત કે ઉન્મનિ અવસ્થા વાળા જાણ તેમને તો ત્રણે કાળમાં તેથી પર એકજ અખંડ આનંદમય અવસ્થાજ રહે છે. ૧ આત્મા ૨ જીવાત્મા, અને ૩ જડાત્મા, તે ત્રણ વ્યક્તિઓ કહેવાય છે. દેવ કોટી એટલે મહાત્મા લોકો પ્રવ્યક્તિ કહેવાય છે. અને તેના કારણ રૂપ શિવ-વિષ્ણુ અને બ્રહ્મા તે વ્યક્ત અને તે સર્વના ઉપાદાન કારણ (બીજ) રૂપ શુદ્ધ પ્રકૃતિ પુરૂષ તે અવ્યક્ત કહેવાય છે. કે બ્રહ્માની રાત્રીને સમયે આત્યંતિક પ્રલયમાં ચરાચર જગત સમાઈ જાયછે અને પાછું કલ્પની શરૂઆતમાં ઉદય પામે છે, તે પર પુરૂષથી પણ પર રહેલા પરમાત્મા અવ્યકતાતીત કહેવાય છે.

શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું છે કે—

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**
**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥**

અર્થ—આ સંસારમાં આ બેજ પુરૂષ છે. એકતો ક્ષર તથા બીજો અક્ષર ઉત્પતિ વિનાશવાળું વિશ્વ તે ક્ષર અને તેના બીજરૂપ એટલે ક્ષરની ઉત્પત્તિના કારણરૂપજે શુદ્ધ માયા શબલ બ્રહ્મ તે અક્ષર કહેવાય છે. ॥૧૬॥ અને તેથી પણ ઉત્તમ પુરૂષતો ક્ષર અને અક્ષરથી અત્યંત ભિન્ન છે ( જુદોછે ) ને તે ક્ષર તથા અક્ષર એ બંન્નેને પ્રકાશનારા પરમાત્મા એ નામથી વેદાંત શાસ્ત્રમાં કહ્યાછે. જે ત્રણ લોકમાં પ્રવેશ કરીને પોતાની સત્તા સ્ફુર્તિથી=ગતિથી ધારણ કરેછે તથા પોષે છે. તે જન્મ મર્ણાદિ સર્વ વિકારોથી રહિત સૌના ઇશ્વિર છે. સગુણરૂપથી તે આ જગતના પિતા છે. અપરા પ્રકૃતિ રૂપથી આ જગતની માતા તેમનું પોષણ કરનાર ને નિર્ગુણરૂપથી તે આ જગતના પિતામહ છે. એમ શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું છે. તે પરમાત્મા માયાના ત્રણ ગુણોથી પર છે તેથી તેમને ગુણાતીત જાણ. વળી પોતેજ જ્ઞાનસ્વરૂપ છે તેથી વિજ્ઞાન પણ કહેવાય છે. તેઓની સમજણ ૐકારરૂપ સૂક્ષ્મ વેદમાંજ સમાઇ રહી છે. તેથી ત્યાં જ્ઞાની જનોએ સૂક્ષ્મ વેદ કલ્પ્યો છે અને તેનું આકાશતત્વ છે. માયાના દેશમાં રહેલી તેનું નામ ગતિ. અને માયાથી રહિત ( નિ-લેપ ) બાકીની સર્વ દિશાઓમાં જે નિર્મળ ગતિ સ્થિત છે. તે પર-માત્માની પરમગતિ કહેવાયછે. વેદો એ તે. પરમ ગતિનેજ. મોક્ષધામ પરમપદ સાયુજ્ય મુક્તિ અને સ્વધામ આદે નામોથી વર્ણવેલીછે. માયાથી મુક્ત થઇને તે ગતિ પામવાનેજ મોક્ષ માનવો

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥**

શ્રી કૃષ્ણ કહે છે. હે પૃથાના પુત્ર મારો ( મારા મૂળ સ્વરૂપનો) અનન્ય આશ્રય ગ્રહણ કરનારા જે નિચ જાતિના ચાંડાલાદિક પણ હોય તથા સ્ત્રિયો વૈશ્યો કે શુદ્ર હોય તો તેઓ પણ મારા જ્ઞાન

ધ્યાન સ્વરૂપ ભક્તિના પ્રભાવથી શુદ્ધ અંતઃકરણવાળા થઇને આત્મ-સાક્ષાત્કારની પ્રાપ્તિ દ્વારા મોક્ષરૂપ પરમ ગતિને પામે છે આ વાત નિશ્ચિત છે. માટે તેમાં તારે કાંઈ સંશય કરવો નહિ.

તાત્પર્ય કે **હરિ ૐ પરમાત્મા** ની નિર્વિકાર પરમ ગતિ તે-નેજ મોક્ષ માનવો. આપરમગતિ ( પરમપદ ) તથા પરમેશ્વર માયાથી રહિત છે તેથી તેઓ માયાતીત પણ કહેવાય છે. આગળના શ્લોકોમાં કહી ગયા છીએ. તે ક્ષર અને અક્ષરથી પણ અતિત છે તેથી તેઓ અક્ષરાતીત કહેવાય છે. જ્ઞાન કરવા યોગ્ય છે તેથી જ્ઞેય અને ધ્યાન કરવા યોગ્ય છે તેથી ધ્યેય એ નામોથી પણ ઓળખાય છે. આ શિવાય વેદમાં એમનાં બીજાં ઘણાં નામો છે. માટે હે મુમુક્ષુ. ૐકા-રમાં રહેલા મકાર ( બીંદુ) રૂપ ૐ નામ વાળા પરમાત્માનુ તું ધ્યાન કર.

**મકાર** ( બીંદુ ) રૂપ એ પરત્માનું માયામાં પ્રતિબીંબીત થયેલું હોવાથી બીજરૂપે જે **અમાત્ર** વા અર્ધમાત્રમાં પ્રકૃતિ પુરૂપ કે ગણ-પતિનુ સ્વરૂપ છે. તે સ્થૂલ માયાથી પર છે તેથી, પરમાત્મા તથા પરબ્રહ્મ એવા નામથી ઓળખાય છે. આત્માનું મહા કારણ મોક્ષ ( મૂળ ) છે અને માયાનું મહાકારણ તે છે તેથી તે મહા કારણ બ્રહ્મ કહેવાય છે મોક્ષમાં સર્વોત્કર્ષ આનંદ એટલે પ-માનંદ કહેવાય છે અને અહિં આખા વિશ્વનો આનંદ એટલે ભોગ સિદ્ધિનો આનંદ પ્રાપ્ત થાય છે તેથી તે વિશ્વાનંદ કહેવાય છે–લઘુ વિરાટ અને હિર-ણ્યગર્ભ એટલે **અકાર** તથા **ઉકાર** રૂપ વિશ્વના ઇશ્વર તે છે તેથી તેઓ વિશ્વેશ્વર કહેવાય છે. આકારથી તેઓ પુજાય છે માટે સાકાર અને સત્વાદિ ત્રણ ગુણ તથા તત્વ ગુણને ગ્રહણ કરનારા છે તેથી તેઓ સગુણ બ્રહ્મ કિન્તુ માયા વશિષ્ટ બ્રહ્મ કહેવાય છે.

આ માયા વશિષ્ટ બ્રહ્મમાં, ચોથી સ્થિતિની તુરીયા અવસ્થા જાણવી. ત્રિગુણી માયાનુ સદ્રૂપ થતુ કારણ ( લઘુવિરાટ ) થી છે તેથી ત્યાં ત્રિગુણી માયા અને અહિં ( પરબ્રહ્મમાં ) તેની વાસનારૂપ તત્વ માયા જાણવી. ચરાચર વિશ્વમાં રહેલ વ્યક્તિ પ્રવ્યક્તિ તથા વ્યક્ત આત્યંતિક નામના પ્રલયમાં આવીને પોતામાં સમાય છે તેથા તે અવ્યક્ત છે. ત્યાં માયાનો તત્વગુણ અને વિશ્વથી વિશેષ જ્ઞાન તેથી પ્રજ્ઞાન મૂર્તિ જાણવા. વેદોમાં તેમના સમાન શ્રેષ્ટતા વાળો હોવાથી

ત્યાં ઋગ્વેદ કલ્પાયેલો છે તેનું વાયુ તત્ત્વ જાણવું. આત્માનો તે વાસના બદ્ધ કારણ અને માયાનો મહાકારણ દેહ માનવો. જે આત્મા મોક્ષની સમીપ છે તેથી ત્યાં પહોચનાર તે સામિપ્ય મુક્તિ ગણી જાણવી. વિશ્વધામક્ષર ( નાશી=નાશવાન ) છે અને પોતે અક્ષર છે (વૃક્ષનો નાશ પણ બીજનો નાશ નથી તેથી તે બીજ અક્ષર કહેવાય છે ) ઉપરોક્ત પરિણામને લેઇનેજ તે અક્ષર ધામ કહેવાય છે. માયાની વ્યવસ્થા કરનાર છે માટે, તે માયાવી અને તેના ન્યાય અન્યાય ને ( સુખ દુઃખને ) જોનાર તેથી સાક્ષી બ્રહ્મ કહેવાય છે. દ્રશ્ય પદાર્થો પર તેમનું દ્રષ્ટા પણું રહેલું છે તેથી તે માયા વશિષ્ટ બ્રહ્મ, પણ કહેવાય છે. અનુક્રમે જ્ઞાનની સાત ભૂમિકાઓ છે. તેમાંની ત્યાં છેવટની તુર્યગા ભૂમિ જાણવી. આ તુર્યગા અવસ્થાથી તે સર્વે સિદ્ધિયોના પ્રાપ્ત કર્ત્તા છે. આ બ્રહ્મ તુર્યગા અવસ્થા વાળા હોવાથી "બ્રહ્મ વિદ્વરિષ્ટ" એવા નામથી ઓળખાય છે. મ્હાત્મા કહે છે હે મુમુક્ષુ દેહ છતાં તું તેમને, "અતિમુક્ત" જાણ. બ્રહ્માને પ્રબોધ કરનાર તે પોતે છે. જેથી વેદ નારાયણ પણ કહેવાય છે

આત્માની મોક્ષમાં મોક્ષરૂપ સમાધિ નામની આઠમી અવસ્થા રહેલી છે. અને અહિં તેથી ઉતરતી ધ્યાન નામની સાતમી અવસ્થા માનવી. કલ્પના અને આ પ્રકૃતિ પુરૂષના શુદ્ધ દેહ વિરાટે સર્વ વ્યક્તિઓ નિચે પ્રમાણે સમાઈ જાય છે. મસ્તકે બ્રહ્મલોક લેલાટે સત્ય લોક, વામ બાજુએ ભ્રકુટી ઉપર તપ લોક, દક્ષિણ નેત્રે, સૂર્ય વામનેત્રે ચંદ્ર નાશિકાએ અશ્વિની કુમાર મુખમાં અગ્ની અને બ્રાહ્મણ, જીહ્વાએ વરૂણ, કંઠે જનલોક તથા શિવ ( શુદ્ધ તમગુણ ) હૃદયે વિષ્ણુ ( સત્વગુણ ) જઠરાએ મહરલોક, નાભીએ બ્રહ્મા (રજગુણ) અને સ્વરલોક એ ભૂજાઓમાં ઇંદ્રલોક અંશાત્મા અને ક્ષત્રિયો કટીએ દેવલોક ( ભુવરલોક ) યોનીએ પ્રજાપતિ ગુદાએ યમ ( તમગુણ માયાના મહાન વિકટજાળ ) જાનુએ ભુરલોક અને વૈશ્ય ચરણ વિષે શુદ્ર અને તેથી ઉતરતાં ઉતરોત્તર ક્રમેપદ તલ સુત્રિમાં સપ્તપાતાલ સમાઇ જાય છે. આ બીજ સ્વરૂપ નીચે ક્ષર એટલે નાશ પામનારી સૂક્ષ્મ સ્થુલ માયા અને આકાશ માનવું કે જે આકાશમાં ( મહદાકાશમાં ) નક્ષત્રો ગૃહો અને તારાઓ આવેલા છે.

મ્હાત્મા કહે છે હે મુમુક્ષુ ઉપરોક્ત મેં તને જે પ્રકૃતિ પુરૂષનું સ્વ-રૂપ વર્ણવી બતાવ્યું. તેને તું અક્ષર માયાને ઉદ્દેશીને અનાદિજ જાણ.

प्रकृतिपुरुषंचैव विद्धयनादीउभावपि।
विकारांश्चगुणांश्चैव विद्धिप्रकृतिसंभवान् ॥

અર્થ—પ્રકૃતિ ( ક્ષેત્ર ) અને પુરૂષ ( ક્ષેત્રજ્ઞ ) એ બંનેને અનાદિજ જાણ તથા પાંચ ભૂતોને મનસહિત અગિયાર ઇંદ્રિયો એ વિકારોને ( ભૂતોનાં કાર્યોને ) અને સત્વાદિ ત્રણ ગુણોને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ.

यएवंवेत्ति पुरुषं प्रकृतिं च गुणैःसह ।
सर्वथावर्तमानोऽपि नसभूयोऽभिजायते ॥

અર્થ—જે એ પ્રમાણે અસંગ પુરૂષને અને દેહાદિક વિકારો સહિત ( કાર્યો સહિત ) પરિણામ પામનારી પ્રકૃતિને જાણે છે તે તત્વ-વેત્તા પુરૂષ પોતાના પ્રારબ્ધ કર્માનુસાર સર્વ પ્રકારે ( અન્યને ગમે એવી રીતે ) વર્તતો છતો પણ ફરીથી જન્મ પામતો નથી અર્થાત તેને ભેદીને તે ઉપરના લોકમાં જાય છે.

મ્હાત્મા શ્રીમજ્ઞ૦ હે મુમુક્ષુ હવે હું તને अकारરૂપ વિરાટનું તથા उकारરૂપ હિરણ્ય ગર્ભનું વર્ણન કરી બતાવું છુ તે તું સાંભળ જે આ ॐकाररूप महा विराटमूर्तिમાં મૂકેલા अकारરૂપી લઘુ વિરાટ વા વૈશ્વાનર તેમના કંઠે શિવ ( મા૦ તમગુણ ) હૃદયે વિષ્ણું ( મા૦ સત્વગુણ ) અને નાભીએ બ્રહ્મા ( મા૦ રજગુણ ) અર્થાત તે તે સ્થળે તે તે ગુણોનું સ્થાપન થયેલું છે તે ગુણોવાળા તે આ-ત્માઓ અંશાત્મા કહેવાય છે. તે અંશાત્માઓના તે ગુણોવડે કરીને સ્થુલ માયાનો વ્યવહાર ચાલે છે તેથી તે સ્થુલ માયાનું કારણ બ્રહ્મ છે ( સૂક્ષ્મ બ્રહ્મ છે ) પુરૂષોમાં તેઓ ઉત્તમ છે તેથી તે પુરૂષોત્તમ કહેવાય છે. ભુર્લોક કરતાં ત્યાં ઉત્તમ આનંદ છે તેથી તે મહાનંદ અને ઇશથી વર શ્રેષ્ટ છે. તેથી ઇશ્વર બ્રહ્મ કહેવાય છે. ગુણે કરીને તેમને સાકાર તથા સગુણ બ્રહ્મ જાણવા. આખો અકાર ( વિરાટ ) તે ત્રિગુણ બ્રહ્મ કહેવાય છે. તેની જાગ્રદ અવસ્થા છે. ત્યાં વિદ્યા માયા

છે. વળી ત્યાં સત્વગુણ૦ જ્ઞાન૦ યજુર્વેદ૦ તેજ તત્વ૦ આત્માનો સુક્ષ્મ અને માયાનો કારણ દેહ કલ્પાયેલો છે. વ્યક્તિ અને પ્રત્ય-ક્તિથી ઉત્તમ તે વ્યક્ત કહેવાય છે.

જ્ઞાનની ત્યાં પદાર્થાભાવિની નામની છઠ્ઠી ભૂમિકા છે તેથી તે ઇશ્વર બ્રહ્મ મહામુક્ત અને બ્રહ્મ વિદવરિયાન પણ કહેવાય છે. આત્માની ત્યાં ધારણા નામની છઠ્ઠી ભુમિકા ( સ્થીતિ ) જાણવી. તમ ગુણ કૈલાશધામ સતગુણ વૈકુંઠધામ અને રજગુણ તે બ્રહ્મસદન વા અજધામ જાણવું ( અધતમ ગુણ તે નર્કની નિશાની છે ) ત્યાં તેમની ભક્તિ કરીને જનાર આત્મા તેમના સમાન સ્વરૂપવાળો થ-વાથી સારૂપ્ય મુક્તિ પામ્યો કહેવાય છે. હે શિષ્ય ? બ્રહ્માન્ડ કોટીને તું તેમના નિચેના ભાગમાં જાણ. તે બ્રહ્માન્ડ કોટીમાં સપ્તરશીયો સત્તાવિશ નક્ષત્રો અને ગૃહો તથા અન્ય ઉડુગનો આવેલા છે. તે-ઓમાં નક્ષત્રો અને ગૃહો તે સ્વયં પ્રકાશિત છે. સ્વર્ગ. મૃત્યુ (રાહુ) અને પાતાળ તે ત્રણ લોકવાળા જગતની ઉપર અને અન્ય ગૃહોની નીચે સુર્ય ગૃહ આવેલો છે, તે પરમાત્માના તેજને પોતાની તરફની તરફ આકર્ષીને આ લોકમાં પ્રકાશ આપી ઉત્પતિ, સ્થીતિ અને લય કર્યા કરે છે. હે મુમુક્ષુ ? તે પછીના સ્વર્ગ લોકનું તથા મૃત્યુ લોકનું વર્ણન તું મારા થકી સાંભળ. મૃત્યુલોક તે જીવપદ જક્તધામ અને ભુર્લોક કહેવાય છે. ને સ્વર્ગ તે સુરપદ, દેવલોક અને ભુવર્લોક કહેવાય છે. મૃત્યુ લોકમાં જડ, જીવ, અને આત્મ તેવી ત્રણ દશા-યુક્ત આત્માઓ છે. અને સ્વર્ગમાં તેથી શ્રેષ્ટ મહાત્મા કહેવાય છે. જક્ત તે સ્થુલ દેહવાળું સ્થુલ બ્રહ્મ કહેવાય છે. અને સ્વર્ગ તે સુક્ષ્મ દેહવાળું સૂક્ષ્મ દેહવાળું સૂક્ષ્મ બ્રહ્મ કહેવાય છે.

મુમુક્ષુ—હે ગુરૂ ? સૂક્ષ્મદેહા સૂક્ષ્મ બ્રહ્મ જે દેવો તે શું જ-મીને ત્રપ્ત થતા હશે ?

**नहवैदेवा अश्नन्तिनवैपिबन्तये देवा मृतंदष्ट्वातृप्यन्ति॥श्रुति॥**

**અર્થ**—દેવો ખાતા નથી તેમજ પીતા નથી તેઓતો અમૃત જોઇનેજ ત્રપ્ત થાય છે. એમ શ્રુતિ ભગવતિ કહે છે. ( **અથ** શંકા ની. 'સમાધાન. )

હે મુમુક્ષુ વિરાટના પદતલ=પાતાલ તે તમગુણ આવર્ણું ભુલોક રજગુણ આવર્ણું અને ભુવર્લોકે સત્વગુણ આવર્ણું જાણવું મૃત્યુલોકમાં સ્વલ્પાનંદ ( ક્ષણભંગુર આનંદ ) સુષુપ્તિ અવસ્થા અવિદ્યા માયા, તમગુણ, અજ્ઞાન અથર્વણ વેદ પૃથ્વી તત્વ આત્માનો મહા સ્થુલ અને માયાનો સ્થુલ દેહ કલ્પાયેલ છે. સ્વર્ગ લોકમાં :મધ્યમાનંદ સ્વપ્ન અવસ્થા, મધ્યસ્થ માયા રજગુણ સામવેદ જલતત્વ આત્માનો સ્થુલદેહ અને માયાનો સૂક્ષ્મ દેહ કલ્પાયેલ છે. મૃત્યુ લોકમાં સુખરૂપ સાનુજ્ય મુક્તિ અને સ્વર્ગમાં સાલોકય મુક્તિ કહેવાય છે. ભુર્લોકમાં જ્ઞાનની ૧ શુભેચ્છા ૨ વિચારણા ૩ તનુમાનસા અને ૪ સત્વાપત્તિ એ નામોવાળી ચાર ભુમિકાઓ માનવી તેમાં એકથી બીજી ભુમિકાવાળા સાધક ત્રીજીવાળા જ્ઞાની અને ચોથીવાળા બ્રહ્મ વિદ જાણવા. આત્માની ત્યાં ૧ યમ ૨ નિયમ ૩ આસન તથા ૪ પ્રાણાયામ તેવી ચાર અવસ્થાઓ જાગ્રદ થઇ શકે છે. સ્વર્ગમાં અસંસક્તિકા નામની જ્ઞાનની પાંચમી ભુમિકા છે. તેને જાણનાર બ્રહ્મવિદ્વર તથા મુક્ત કહેવાય છે. આત્માની ત્યાં પ્રત્યાહાર નામની પાંચમી સ્થિતિ જાણવી. મૃત્યુ લોકમાં રહેલા ત્રણ આત્માઓ તે વ્યક્તિઓ અને સ્વર્ગવાશી પ્રત્યક્તિયો કહેવાય છે. ઉપરોક્ત સ્વર્ગ અને મત્યુ લોકથી નિચે સાત સમુદ્ર અને સાત પાતાલ કલ્પાયેલાં છે તે **प्रणव दर्शन**માં જોવાં. ૧ નિત્ય ૨ નિમિત્ય અને ૩ પૃથ્વી પ્રલય તે મૃત્યુલોકમાં જાણવા. મહાપ્રલય તે સ્વર્ગ લોકમાં અને આત્યંતિક પ્રલય તે ઇશ્વર લોકમાં જાણવો અર્થાત ત્યાં સુષ્ટિના નાશનાં તે તે નામો છે. **महा विराटमूर्ति**ના પદતલ અને પદ તે પાતાલ જાનું તે ભુલોક ( પૃથ્વી ) કટી તે સ્વર્ગ નાભી તે બ્રહ્મા. કંઠ તે શિવ. મુખ તે પ્રકૃતિ પુરૂષ. ને મસ્તક વા શિખા તે પરમાત્માનું સ્વરૂપ જાણવું. આ મહાવિરાટ સ્વરૂપ પરમાત્માની ગતિ તથા પરમગતિ રૂપ શબ્દ બ્રહ્મમાં કલ્પાયેલું છે. ભૂર્લોકમાથી મોક્ષે જનારો આત્મા. પાંચ જ્ઞાનેન્દ્રિયો પાંચ કર્મેન્દ્રિયો અને પંચીકૃત સ્થૂલ દેહ ત્યાંજ મુકીને ઉર્ધ્વ માર્ગે ( ઉંચે ) ચઢે છે. તે સ્વર્ગમાં—શબ્દ-સ્પર્શ—

રૂપ-રસ અને ગંધ એ પાંચ વિષયથી બંધાયેલો. સૂક્ષ્મ દેહ ત્યાં છોડીને તે ઉપરના ઇશ્વર લોકમાં જાયછે ત્યાં મન વિષ્ણુમાં બુદ્ધિ બ્રહ્મામાં ચિત્ત ચંદ્રમાં અને અહંકાર શિવમાં તેમ ચાર તત્વથી બંધાયેલો કારણ દેહ છોડીને પ્રકૃતિ પુરૂષ પાસે જાયછે કે જે માયાનું બીજ વાહધ છે. ત્યાં માયાની શુદ્ધ વાસના રૂપ માયાનો મહા કારણ દેહ મુકીને કૈવલ્ય મોક્ષ ધામમાં એટલે પરમાત્માની પરમગતિમાં રસરૂપ થઇ જાયછે. હે શિષ્ય ?

**निर्मानमोहाजितसंगदोषा अध्यात्मनित्याविनिवृत्तकामाः ।**
**द्वंद्वैर्विमुक्तासुखदुःखसंज्ञैर् गच्छंत्यमूढाः पदमव्ययंतत् ॥**

અર્થ—અભિમાન અને અવિવેકથી રહિત. પ્રિય તથા અપ્રિય પદાર્થોની પ્રાપ્તિથી ઉપજતા રાગ તથા દ્વેષ, જેમણે જીત્યા છે એવાને સુખ દુઃખ નામવાળાં દંદ્વો એટલે જોડકાંથી અત્યંત મુક્ત થયેલા વિદ્વાનો તે વિનાશ રહિત પદને પામે છે.

**नतद्भासयतेसूर्यो नशशांकोन पावकः ।**
**यद्गत्वान निवर्तंते तद्धाम परममम ॥**

અર્થ— જે આત્મ પદને પામીને તત્વ વેત્તાઓ પુનર્જન્મને પામતા નથી તે આત્મપદને સૂર્ય પ્રકાશી શકતા નથી. ચંદ્ર પ્રકાશી શકતા નથી અને અગ્નિ પણ પ્રકાશી શકતા નથી. શ્રીકૃષ્ણ કહે છે કેમકે મારૂં તે પદ સર્વથી શ્રેષ્ઠ=પરમને સ્વયં પ્રકાશિત છે.

મહારાજ શ્રીમનન૦—હે મુમુક્ષુ ! તે પદ તુંને આગળ કહી ગયા છીએ તેવી રીતે તે ૐ પરમાત્માનું જાણ અને તું તેમનીજ ઉપાસના કર ॥ **अवतीतिओम** ॥ ગતિ વડે રક્ષણ કરે છે તે ૐ માટે તું ૐ નેજ ઉપાસ. અક્ષરનિઘંટુમાં. ૐ નો અર્થ ધ્રુવ=જેનો નાશ નથી તે કહેલો છે. ધ્રુવ એટલે અવિનાશી તે પરમાત્માજ છે. એ શ્રુતિ-સ્મૃતિ સિદ્ધ છે, ઉચ્ચારણ વડે સર્વ પ્રાણાદિકોનું ઉર્ધ્વ આ-

કર્ષણ કરનાર, એવો પણ ૐ નો અર્થ થાયછે, જેઓ સ્વસ્થ ચિત્તથી તેનું યથા વિધિ ઉચ્ચારણ થોડો સમય કર્યા કરશે તેમને તે અર્થની પ્રતિતિ થશે. પ્રણવના જપવડે પ્રાણાદિકનું ઉર્ધ્વ ગમન કરાવવાના. અભ્યાસથી. ચિત્ત શુદ્ધિ આદિવડે આ જન્મમાંજ મોક્ષ મળે તે નિર્વિવાદ છે. **अ** ના ઉચ્ચારણમાં મુખનો સામાન્ય વિકાસ થાયછે. **उ** ના ઉચ્ચારણમાં મુખનો વિશેષ વિકાસ થાય છે. ને **म** ના ઉચ્ચારણમાં મુખ બંધ થઇ જાય છે તેથી ૐ ના ઉચ્ચારણવડે વિશ્વનાં ઉત્પત્તિ સ્થીતિ અને લય. જે તે ગતિ સ્વરૂપ ૐ ઇશ્વરાધિન છે તેનુ સ્પષ્ટ સૂચન એ શબ્દ બ્રહ્મમાંજ થઇ જાયછે. **प्रणतमवतीतिप्रणवः** અર્થ (વિશેષ નમ્ર થયેલાનું જે રક્ષણ કરેછે તે પ્રણવ) એવ્યુત્પત્તિ પ્રમાણે પ્રણવનો અર્થ પ્રણત પાલ એટલે નમ્ર ભાવને પામેલાનું રક્ષણ કરનાર એવો થાય છે=વળી. **प्रणामयतीतिप्रणवः** (પ્રણવનો જપ કરનારને ચારે વેદનો અર્થ વશી ભૂત થાય છે તેથી જે શબ્દ બ્રહ્મ તથા સ્વરૂપ બ્રહ્મને જાણીને) તેના યથાર્થ અર્થનું ધ્યાન કરેછે તેની આગળ ચારે વેદના અર્થોને જે નમાવે છે તે પ્રણવ) એવી વેદાર્થ પ્રદાતા ઇશ્વરની બોધક પણ પ્રણવની વ્યુત્પત્તિ થાય છે

સદ્‌ગુરૂ મહાત્મા શ્રીમનન૦ કહે છે હે મુમુક્ષુ. તું મારા વચનો ઉપર દ્દઢ શ્રદ્ધા રાખીને હું બતાવું તે માર્ગે ચાલ. તુ અધિકારી થઇશ એવી આશાથી મ્હેં તને આ ૐ **कारद्दाष्टिकरण** માંના ગુઢાર્થોનું સંક્ષેપમાં સ્થૂલ જ્ઞાન આપ્યું છે અને હવે તું જેમ જેમ પાત્રતાને પામતો જઇશ તેમ તેમ હુ તને હવે પછીના મારા **सूक्ष्म वेदसंहिता** નામના ગ્રંથમાં **सनातन वेदधर्मतात्पर्य प्रकाशिनी** નામની ટીકા કરી સૂક્ષ્મ રીતે સમજાવીશ. હવડાં તુ તારા અન્ય સંકલ્પો વિકલ્પોનો ત્યાગ કરી મારા વચનોને માન્ય કર. તુ મુમુક્ષુ છે તેથીજ આ જ્ઞાન રૂપી ધાન્ય. હુ તને=ખાતર ભરી, ખેડી, વાવી, લણી, ઉપણી, છડી, દળી, અને રાંધીનેજ ખવરાવું છું તે તુ ખા, આગળ આપણે કહી ગયા છીએ કે

**सर्वे वेदायत्पदमामनन्ति तपांसिसर्वाणि च यद्वदन्ति ।**
**यदिच्छंतोब्रह्मचर्यंचरति तत्तेपदंसंग्रहेणब्रवीम्योमित्येतत् ॥**

અર્થ—સર્વ વેદો જે પદને પ્રાધાન્ય રૂપે પ્રતિપાદન કરેછે. અને જેને સર્વ તપો. પોતાના પરમફલ રૂપે કહે છે જેને ઇચ્છાનારા શ્રી સદ્‍ગુરૂની સેવા રૂપ બ્રહ્મચર્યને આચરે છે તે પદ હવે હું તને છેવટ સંક્ષેપમાં કહું છું. તે પદ ૐ છે અર્થાત ૐ નું છે. (મોક્ષ) માટે તું તત્વ ગુણાંકિત (ગુણાતીત) થઇને સદોપદેશ લઇને સદ્‍ગુરૂએ આપેલા મંત્રનું રટન કરતો એજ પદને પામ.

શ્રીકૃષ્ણ કહે છે કેઃ—

**यजंतेसात्त्विकादेवान् यक्षरक्षांसिराजसाः**
**प्रेतान्भूतगणांश्चान्ये यजंतेतामसाजनाः ॥**

અર્થ—જે મનુષ્યો દેવોને પૂજેછે તેઓને સાત્વિક ગુણવાળા જાણવા. જેઓ યક્ષ અને રાક્ષસોને પૂજે છે તેઓને રાજસ ગુણવાળા જાણવા અને જેઓ પ્રેતોને અને ભૂતોના સમૂહને પૂજેછે તેઓને તામસ ગુણવાળા જાણવા, માટે તું તે ત્રણે ગુણોથી રહિત (ગુણાતીત) થઇને દેવના પણ દેવ એવા તે ૐ ब्रह्म ની ઉપાસનાકર. આવું હું તને વારંવાર કહું છું. મુમુક્ષુ=હે ગુરૂવર્ય

**दुराशाक्षीरपानेन भोगानिलबलेन च ।**
**आस्था दानेनचारेण चित्ताहिर्याति पीनताम् ॥**

અર્થ—દુષ્ટ આશા રૂપી દુઃધના પાનવડે, વિષયભોગરૂપ વાયુના બળવડેને સંસારના સત્યપણાના ગ્રહણ રૂપ ગતિવડે ચિત્તરૂપ સાપ સ્થૂલ પણાને પામે છે. અર્થાત્ મસ્ત થાયછે. હે મહારાજ તેને મારે કેવી રીતે વશ કરવો. ?

મ્હાત્મા=હે ભાઇ. તું તેને અભ્યાસ વડે વશકર.

**मनएवं मनुष्याणां कारणं बंध मोक्षयो ॥**

**અર્થ**—મનુષ્યોને બંધ અને મોક્ષનું કારણ મન છે–પ્રથમતો અભ્યાસથી તે મનને જીતવાની જરૂર છે

**अहंममेतिबन्धो नाहंममेति मुक्ता: ॥**

**અર્થ**—હું અને મારૂં તે બંધ છે અને હું અને મારૂં નહિ તે મુક્ત પણું છે. તે મુકત પણું મેળવવાને (વૈરાગ્ય કરવાને) માટે પણ અભ્યાસની જરૂર છે.

**सर्वेषांतुपदार्थानामभ्यासः कारणं परम् ।**
**अनभ्यासेनमर्त्यस्य प्राप्तोयोगोऽपिनश्यति ॥१॥**
**अभ्यासेन स्थिरं चित्तमभ्यासेनानिलच्युतिः ।**
**अभ्यासेन परानन्दोह्यभ्यासेनात्म दर्शनम् ॥२॥**

**અર્થ**—કાર્ય સિદ્ધિ કરનારા સર્વે પદાર્થોમાં અભ્યાસ એ પરમ કારણ છે. અનભ્યાસ વડે પ્રાપ્ત થયેલો યોગ પણ નાશ પામે છે. અભ્યાસ વડે પરમાનંદની પ્રાપ્તિ થાય છે. અને અભ્યાસ વડે આત્માનો સાક્ષાત્કાર થાય છે. માટે હે શિષ્ય અભ્યાસ. વડે તું જ્ઞાન ધ્યાનની સિદ્ધિ તથા વૈરાગ્ય સિદ્ધિને પ્રાપ્તકર

**वासना दीर्घकालीना दीर्घकालं निरंतरम् ।**
**सादरंचाभ्यस्यमाने सर्वथैव निवर्तते ॥**

**અર્થ**—ચિરકાળની વાસના છે તે ચિરકાળ નિરંતર અભ્યાસ કરવાથી સર્વથા નાશ પામે છે. પ્રથમતો.

**एकद्वित्रिक्षणेनैव विकल्पस्य निरोधनम् ।**
**क्रमेणाभ्यस्य तांयत्नाद्ब्रह्मानुं भवकांक्षिभिः ॥**

**અર્થ**—બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે ક્રમે કરીને યત્નથી એક બે ત્રણ ક્ષણ પણ વિકલ્પનો (મનના પરિણામનો) નિરોધ કરવો તથા

**कालेन परिपच्यन्ते कृषि गर्भादयोयथा ।**
**तद्वदात्मविचारोऽपि शनैः कालेन पच्यते ॥**

**અર્થ**—જેમ ખેતી અને ગર્ભકાલે કરીને પરિપકવ થાય છે તેમ આત્મ વિચાર પણ. ધીરે ધીરે કાલે કરીને ફલ આપવા યોગ્ય પરિ

પ્રકટ થાય છે. માટે હે વત્સ ? આત્મ વિચારથી યુક્ત અને માયીક વિચારથી ( વિષયોથી ) મુક્ત થવા યત્ન કર, તે સાથે સદ્‌ગુરૂએ કરેલા ઉપદેશનું અને આપેલા મંત્રનું એક શ્રદ્ધાએ ધ્યાન કર કે. જે શ્રદ્ધા તને જ્ઞાન ધ્યાનમાં સહાયક થઈ સ્વસ્વરૂપમાં લીન બનાવશે એમાં કાંઈ સંશય નથી. શ્રીકૃષ્ણ એ અર્જુન પ્રત્યે પણ એમજ કહ્યું છે

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानंलब्ध्वा परांशांतिं मचिरेणाधिगच्छति ॥

અર્થ— શ્રી સદ્‌ગુરૂ તથા શ્રી વેદ ભગવાનનાં વચનોમાં સુદૃઢ શ્રદ્ધા વાળો. શ્રીસદ્‌ગુરૂની સેવામાં પ્રેમ પૂર્વક સર્વદા તત્પર તથા ઇન્દ્રિયોને સારી રીતે નિયમમાં રાખનારો પુરૂષ આત્મજ્ઞાનને પામેછે. એવા શ્રેષ્ટ આત્મ જ્ઞાનને પામીને તે. આત્મજ્ઞાની પુરૂષ તુરતજ કૈવલ્યરૂપ મોક્ષને પામે છે=इति ॐकार स्पष्टिकरणं:

ध्यानम्

हरिः ॐब्रह्मानंद परमसुखदं कैवल्यं ज्ञानमूर्त्तिं ।
द्वंद्वातीतं गगनसदृष्यं तुरियातितंत्त्वंपदं ॥
एकंनित्यं विमलमचलं सर्वधि साक्षीभूतं ॥
भावातीतं त्रिगुणरहितं सत्स्वरूपंनमामि ॐ ॥१॥

हरिः ॐशान्तिः आधिभूतशान्तिः आधिदैवशान्तिः अध्यात्मशान्तिः सर्वतापशान्तिः शान्तिः इन्द्रियः शान्तिः शान्तिः

ॐ हरिः ॐहर. ॐनमः शिवार्पणमऽस्तुः ॐ

ली· सत्यसाधक·

---